# બાપુવંદના

[બાપુ ગીતો]



મધુરમ્




ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો : અમદાવાદ



હો બાપુ !

શું તુજનું જીવન !

શું જગનું જીવન !

શી ભિન્નતા ?

શી ખિન્નતા ?

તુજની નિષ્ઠા, તારા હેતુ

તુજની શુદ્ધિ ક્યાં છે ?

હો સિંધુ ! હો સૂરજ !

તારાં કિરણ-બિંદુ ક્યાં છે ?



અર્પણ

હો મારા બાપુ !

હો ભારત-બાપુ !

હો જગના બાપુ !

આમાંનાં કેટલાંક કાવ્યોમાં એકના એક ભાવ કે વિચારની પુનરુક્તિનો દોષ. ચર્વિત ચર્વણનો દોષ વાચકને કદાચ દેખાશે; પણ એક જ વ્યક્તિને ઉદ્દેશીને રચાયેલી કૃતિઓમાં આવો દોષ જાણ્યે અજાણ્યે આવવા સંભવ રહેવાનો. કોઈ એવા બેચાર વ્યાકરણદોષો કે શબ્દપ્રયોગો પણ કદાચ આ પુસ્તિકામાં નજરે પડશે. પણ એ તો સહેજે સુધારી શકાય તેવા છે. બાકી તો આટલું ઉધાર પાસું બાદ કરતાં જમા પાસામાં 'બાપુ,' 'જિંદગી હારી ગયો,' 'પ્રેરજો અમ માનને,' 'હો બાપુ ! આવો, આવો,' 'અમર થઈ એ ભારતભૂમિ, જ્યાં ગાંધી સરખા સંત વસ્યા,' 'દિવ્ય સ્પર્શી', 'બાપુને,' ધન્ય હો જીવન ભારતવીર,' 'ભારતવીર ઓ બાપુ પ્યારા, તુજનો જયજયકાર થયો,' 'ગાંધી જયન્તી નિમિત્તે' વગેરે ગીતો–ગઝલો છે, જેમને એકવાર ગાયા પછી, એમની ગેયતા ને ભાવવાહિતાની અસર ચિત્તમાં ચિરકાલ જળવાઈ રહે. અને માટે તો, આપણા અલ્પધન અંજલિ-સાહિત્યમાં આ ગીતો–ગઝલોનો ઉમેરો હું આવકાર્ય લેખું છું.

સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ,
વલ્લભ વિદ્યાનગર.
પ્રજાસત્તાક દિન પર્વ
૧૯૫૭

પ્રો. જશભાઈ કા. પટેલ



# કંઈક વાત

" મહાત્મા ગાંધીજીના વચન અને કર્મમાં વિચાર અને આચારમાં કેવી તલસ્પર્શી એકતા છે! તેમના સમગ્ર જીવન ને કાર્યમા કેવો સુંદર મેળ છે! કેવો સુમધુર સવાદ છે! એ સંવાદમાં જ સાચી સત્યનિષ્ઠાનું ખરુ હાર્દ સમાયેલુ છે. તેને લીધે તેઓ માત્ર આપણા યુગની જ નહિ પણ સર્વયુગની એક સર્વશ્રેષ્ઠ વિભૂતિ બન્યા છે. "

( ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન )

**સાગરની** ગહનતા કોણ માપી શકે? આકાશનો અત કોણ પામી શકે? બહુરૂપિણી પ્રકૃતિની મનોહર સુદરતા યથાર્થ રીતે અશેષપણે કોણ વર્ણવી શકે? શુ પૃથ્વીનો ભાગ કે શુ અદ્રિનો સાર, શુ ઈશ્વરનો પાર કે શુ હૈયાનો પ્યાર—એ સહુનો તાગ કાઢવો કેટલો કપરો છે! હે બાપુ! તારા જીવનને પૂર્ણપણે પામવું અને ગાવુ ય એટલુ જ દુષ્કર છે. એટલે જ સર્વતોમુખી અને વિરાટ વિભૂતિ બાપુજી! તારા અદ્ભુત જીવનકાર્ય અને વ્યક્તિત્વનો વિચાર કરતાં તો એક જ ઉદ્ગાર નીકળી પડે છે કે,

શું શું સંભારું ને શી શી પૂજું પુણ્ય વિભૂતિઓ?
પુણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ છે.

વળી એ દૃષ્ટિએ જોતા એક રીતે તો “૧૯૪૮ ના ગ્રંથસ્થ વાઙ્મય”કાર પ્રો. રામપ્રસાદ શુક્લ યોગ્ય જ કહી ગયા છે કે ‘ગાંધીજી જેવું સર્વતોભદ્ર વ્યક્તિત્વ ધરાવનાર રાષ્ટ્રપુરુષના જીવનનું પ્રતિબિંબ કોઈ એક ગ્રંથ કે ગ્રંથમાળામાં પણ ઝિલાવું અશક્ય છે. મહાસાગરને જેમ અનેક માર્ગો મારફત પહોંચી શકાય છે અને ગમે તે માર્ગે જનારને એની ભવ્યતાનાં દર્શન થાય છે એવું જ કંઈક ગાંધીજીના વ્યક્તિત્વ વિશે બને એ સ્વાભાવિક છે. વર્ણ્ય વિષય મહામાનવ એક જ છે અને ભક્તહૃદય સર્વના ભાવભીના છે, એમ છતાં પોતપોતાના ગજા પ્રમાણે અને યોગાનુયોગ અનુસાર સૌ વિવિધ પ્રતિબિંબ ઝીલે છે. ગાંધીજી જેવા ઉત્કૃષ્ટ વ્યક્તિત્વનું સાચું હાર્દ પામવા અર્થે કાવ્ય એક સ્વાભાવિક રસદ્વાર બની જાય છે. ગાંધીજીનું જીવન પોતે જ એક કાવ્ય છે. એટલે કેવળ વિગતોના ખોખાં વડે એને પામવું દુર્લભ છે—કોઈ વિગતોમાં કાવ્યરૂપી પ્રાણતત્ત્વ પુરાયે જ એની ખરી ઝાંકીની પિછાન થાય.”

આ મર્યાદાઓ સ્વીકારવા છતાં ગાંધીયુગમાં જન્મવા અને જીવવાનો અમૂલ્ય ધન્ય અવસર પ્રાપ્ત થતાં જે ઊર્મિઓ અને જે લાગણીઓ મારા હૃદયને સ્પર્શી ગઈ તેનો ‘મારી રીતે’ અહીં આવિષ્કાર થયો છે અને જેવો છે તેવો તે અનેરા સંકોચ પણ વિશેષ આનંદ સાથે અહીં રજૂ કર્યો છે. સંકોચ કૃતિની ઊણપો અંગેનો છે અને આનંદ મારી રીતે “બાપુવંદના”નો હું મારો ધર્મ બજાવી શક્યો તે અંગેનો છે. ભાવરૂપી પ્રાણતત્ત્વ એ કૃતિઓમાં પૂરાયું છે કે નહિ તે વિશે તો અધિકારી વ્યક્તિઓ જ કહી શકે, બીજા નહિ. મને તો એ અંગે મૌન જ રુચે.

આ સંગ્રહની કેટલીક કૃતિઓ ‘હિંદુસ્તાન, પ્રજાબંધુ, સૌરાષ્ટ્રવિજય, [illegible], [illegible] ગુજરાત, લોકમાન્ય, મુંબઈ સમાચાર, અમર ભારત, પ્રકાશ’ વગેરે સામયિકોના ખાસ અંકોમાં પ્રગટ થઈ ચૂકી છે. તેનો [illegible]

બધી જ કૃતિઓની હસ્તપ્રત "બાપુવંદના"ના શીર્ષક સાથે પુસ્તિકા-રૂપે ભારત સરકારના સાહિત્ય વિભાગને પણ મોકલાઈ હતી.

પુસ્તિકાનો પરિચય લખી આપવા બદલ મારા સ્નેહી મુરબ્બી મિત્ર 'પ્રત્યૂષ'કાર પ્રો જશભાઈ કા. પટેલનો ઘણો જ ઋણી છું. આ બધું છતાં ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના સંચાલક શ્રી. શંભુભાઈ શાહને તો કેમ ભુલાય? તેમણે આ સંગ્રહને અપનાવ્યો ન હોત તો આ કશું જ ન થઈ શકત. એમનો તો જેટલો આભાર માનુ તેટલો ઓછો છે.

સાહિત્યક્ષેત્રે થતા મારા આ ચોથા પ્રકાશન સમયે આથી વિશેષ મારે કશું જ કહેવું નથી. અંતે, પ્રેરણામૂર્તિ બાપુ! તને લાખ લાખ વંદના.

૮, નવો અધ્યાપક નિવાસ
વલ્લભવિદ્યાનગર — મધુરમ્
દીપોત્સવી પર્વ સં. ૨૦૧૨
તા. ૨ નવેમ્બર, ૧૯૫૬



"ગાંધીજી એકલા હિન્દુસ્તાનના ઇતિહાસના એવા નાયક નથી, જેમની સ્મૃતિ હજારો વરસ સુધી લોકોનાં મનમાં જડાયેલી રહેશે. હિંદુસ્તાનના લોકોમાં તેમના ઐક્યનું, તેમની શક્તિનું, સ્વરાજપ્રાપ્તિના તેમના સંકલ્પનું ભાન જગાવનાર આંદોલનના જ તેઓ પ્રણે છે એમ નથી. તેમણે તો પશ્ચિમની તમામ પ્રજાઓને માટે ઈશુખ્રિસ્તનો ભૂલાયેલો સંદેશો આચરણ કરી બતાવી ફરી તાજો કર્યો છે. તેમણે પોતાનું નામ જગતના ઋષિઓ ને સાધુસંતોની હારમાં લખાવ્યું છે અને તેમની મૂર્તિનું તેજ પૃથ્વીના સર્વ પ્રદેશોમાં વ્યાપી વળ્યું છે."

રોમેં રોલાં

"જગતમાં મનુષ્યની મહત્તા બે પ્રકારે મપાય છે. પહેલા પ્રકાર મુજબ માણસ કેટલા વધારે લોકો પર ને કેટલા લાંબા કાળ સુધી પોતાનો પ્રભાવ ટકાવે છે એ મહત્ત્વનું ગણાય છે. ગુણ અને ચારિત્ર્યને એટલું મહત્ત્વ અપાતું નથી. આવા ગજથી માપતાં હિટલર, સ્ટેલિન, મુસોલિની, સિકંદર, સીઝર અને નેપોલિયન જગતના મહાપુરુષો ગણાય. બીજા પ્રકારની મહત્તાનો દાખલો ઈશુએ આપ્યો છે. એ મહત્તા જુદા ગજથી મપાય છે. એ પ્રકારમાં જેને મોટા થવું હોય તેણે લોકોના સેવક બનવું પડે છે. એ પ્રકારના મહાપુરુષો લોકોના સ્વામી નથી બનતા, પણ દીન દલિતોની સેવાને જીવન સમર્પે છે....ગાંધીજીની વિશેષતા એ છે કે તેઓ આ બંને વર્ગમાં સ્થાન ધરાવે છે."

(એચ. જી. વુડ)

# અનુક્રમણિકા


| નામ | પૃષ્ઠાંક | નામ | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| ૧. અંજલિ | ૩ | ૧૫. ભરતી થઈ જશે | ૩૩ |
| ૨. ભેખધારી | ૫ | ૧૬. ત્યારે | ૩૫ |
| ૩. અમર સંત | ૬ | ૧૭. ધન હો. | ૩૬ |
| ૪. જીવન અમારા | ૯ | ૧૮. ભારત વીર એ બાપુ પ્યારા | ૪૩ |
| ૫. દિવ્ય અંશી | ૧૧ | ૧૯. એ દર્શને... | ૪૫ |
| ૬. મંગલમૂર્તિ | ૧૪ | ૨૦. ક્યાં છે? | ૪૬ |
| ૭. જય હો તારો— | ૧૬ | ૨૧. કાર્ય થશે તો— | ૪૯ |
| ૮. બાપુ | ૧૯ | ૨૨. મુરલીધર મોહનને— | ૫૧ |
| ૯. મંગલયાત્રી | ૨૧ | ૨૩. તકલીધર મોહનને— | ૫૩ |
| ૧૦. જય થાજો | ૨૩ | ૨૪. એ યાદ | ૫૫ |
| ૧૧. જીવી ગયો | ૨૫ | ૨૫. બાપુનો વિષાદ | ૫૭ |
| ૧૨. ગૂંઝ્યો નિરંતર | ૨૭ | ૨૬. ઝગો ઉર... | ૫૯ |
| ૧૩. પ્રેરજો અમ માતને | ૨૯ | | |
| ૧૪. હો બાપુ! આવો, આવો! | ૩૧ | | |

## આ જ લેખક કૃત

<u>પ્રકટ</u>

* * રૂ. સો. દલાલ હાઈસ્કૂલ, ભરૂચ. શતાબ્દિ સ્મારક ગ્રંથ (સંપાદન)
* * ઝરમર (કાવ્યગીતસંગ્રહ)
* * કૂદોખેલો (બાળગીતો)

<u>હવે પછી</u>

* * હૈયાનો સાદ (કાવ્યસંગ્રહ)
* * ૧૯૪૨નાં ગીતો (ગીતકૃતિઓ)
* * પરિવર્તન (વાર્તાસંગ્રહ)
* * ગલગોટા (નિબંધસંગ્રહ)
* * છતી આંખે (એકાંકીઓ)
* * અંગુલિનિર્દેશ (અવલોકનો)
* * અંજલિ (અંજલિ ગીતો)
* * વિષ્ણુદાસકૃત ભાગવત (સંપાદન)
* * આ ભૃગુપુર! (કાવ્ય ગુચ્છ)



# બાપુવંદના

[ ગાંધી–ગીતા ]

○

મધુરમ્



[૧]

## અંજલિ

ભારતના ચોકમાં ઊભો'તો લાડકો,
    જાગી જગાડયા કેં ભાંડુ રે લોલ;
સતના ઉચ્ચારણે ગુંજે મુજ દેશ કેં,
    હિંસાનાં યુદ્ધ સૌ ત્યાગો રે લોલ.

ક્યાંનો એ દેશ કેં ને ક્યાંનો એ વીરલો,
    ક્યાંનાં એ આત્મતેજ ચમકે રે લોલ?
ક્યાંના એ દેશમાં દેવોના વેશમાં,
    ક્યાંનો એ માનવી આવ્યો રે લોલ?

સાચા છે યુદ્ધ આજ ભારતના ચોકમાં,
સાચા એ આતમના જંગો રે લોલ;
સાચા સ્વદેશીના, અહિંસા ને સત્યના,
સાચા એ માનવના રંગો રે લોલ.

ખોટાં સૌ ખંજર ને ખોટી સમશેર-ઢાલ,
ખોટી એ લડવાની રીતો રે લોલ;
ખોટી એ પ્રગતિ ને ખોટી આઝાદી-વાત,
ખોટી એ શાંતિની પ્રીતો રે લોલ.

શોભે મુજ ભારત ને શોભે એ લાડકો,
શોભે સ્વરાજની કેડી રે લોલ;
વાદળથી રાજ નિજ રીતો ન પામિયા,
પામિયા આતમના પડકારથી રે લોલ.

ભારતના ચોકનો વીરો એ લાડકો,
બંધુ! જગાડચા'તા ભાંડુ રે લોલ;
લાડકાના બોલ સહુ જીવનમાં રાખજો,
બંધુ! વધાર ભૂમિ–ગૌરવ રે લોલ.



[ ૨ ]

## ભેખધારી

વિશ્વને બારણે સત્ય ને સ્નેહનો,
જોગી કો આવીને હાક નાંખે;
જૂઠ ને મોહના, છળ–પ્રપંચો ઘણાં,
સ્વાર્થના ગીતમાં વિશ્વ રાચે.

હિંસા ને શોષણો, ધર્મધતીંગો ઘણાં,
થોકના થોક અનિષ્ટો ઉમટે;
"મારું છે, તારું કયાં?" એહવાં ગીતડાં,
રૂઢિની બહાર રે કો ન ફરકે.

આવ્યો ત્યાં જોગી આ, વીર ને ધીર એ,
જીવ્યો એ સત્યની વીર ગાથા,
ત્યાગ ને પ્રેમ ત્યાં હિંસાનું નામ કયાં?
દઈ ગયો બાપુ ! તું સત્ય ન્યારાં.



[ ૩ ]

## અમર સંત

અમર થયું એ કર્મ–કુટુંબ,
અમર થયાં એ માતપિતા;

અમર થઈ એ ભરતભૂમિ જ્યાં,
ગાંધી સરખા સંત વસ્યા.

અમર દિસે એ જીવન સારું,
ઊછળે સેવાની જ્યાં રેલ;
અમર બની એ ભારતમૈયા,
જેનો પુત્ર મનુજ બનેલ.

દર્દી દેશની કર્મકાવડિયે,
માત કાજે ઘૂમ્યો વીર;
સત્ય-તીર્થ-યાત્રાના ક્ષેત્રે,
ન્હાયો ધર્મસરિતા નીર.

સત્ય, અહિંસા, ત્યાગ, પ્રેમની,
ઐક્ય સાધના અપરંપાર;
સેવા માનવ જાતે કરવા,
પામ્યો જે જીવનનો સાર.

જગમાં યુદ્ધ તાસીરના જોરે,
માનવનૈયા પતિત બને;
વિશ્વભૂમિનું તારણ કરવા,
"અહિંસા" ધર્મની મૂર્તિ વદે.

દેશ—નગ્નતાની પશુતામાં,
માનવતા સંચાર સલિલ;
ધન્ય જીવન એ સંત ગાંધીનું,
ધન્ય ધન્ય એ તારણહાર!

જગ માનવની સેવા કાજે,
સંતજીવનનું નૂર અમૂલ;
ધન્ય જીવન એ બાપુ નામનું,
ધન્ય પુત્ર જગતીના નૂર!



[૪]

## જીવન અમારા

જન્મ્યા છે ધરતીને અંક, ગાંધી બાપુ જીવન અમારાં;
ઊછળે છે સેવાનાં નીર : ગાંધી બાપુ જીવન અમારાં.
અંધારે આથડતા માનવ આ લોકમાં,
ઘોર ભેદી સ્વાર્થ એ સત્ત્વ રૂડા તત્ત્વમાં.
જન્મ્યા છે ભારતને ઘેર : ગાંધી બાપુ જીવન અમારાં.
અભેદ્ય રૂઢિના થર કૈં સમાજના,
સત્તાના, મોહના, ત્રાસ ને સંહારના,
તૂટયા એ સંતને પ્રતાપ: ગાંધી બાપુ જીવન અમારાં.

હિંસાની રક્તરેલી હોળી જગતમાં,
જુઠ્ઠાણાં, તોરદાર જીવંત અસત્યમાં,
અહિંસાથી શમ્યા છે શોર : ગાંધી બાપુ જીવન અમારાં

છોડીને સ્વાર્થમોહ, છોડી ભભકા વિશાળ,
સાધીને સાદગી–પરમાર્થ–સત્ય તાર,
ખાદીના જાગ્યા અનુરાગ : ગાંધી બાપુ જીવન અમારાં.

જીવન તપસ્વી પુણ્ય માનવતા દૂત એ,
ધૂણી ધખાવે વ્યગ્ર વિશ્વને પ્રકાશ દે,
દેવોને દોહ્યલાં જીવન : ગાંધી જીવી ચાલ્યા અમારાં.
ગાંધી બાપુ જીવન અમારાં.



( ૫ )

## દિવ્ય અંશી

એ દેશ, તારા દેહનો આત્મા ખરો ચાલ્યો ગયો,
એ વીર ભારતદેશ, તારો હીરલો હાલ્યો ગયો;
ચંદ્રિકાનાં તેજ મીઠાં આત્મ નીચવી એ ગયો,
દુનિયાતણો ચાહક પ્રભુચાહક ખરો ચાલ્યો ગયો.

એ દેશતારક અભનો એ ચંદ્ર હા! સરકી ગયો,
પ્યારી મીઠી વસુધાતણો ઉદ્ધારનારો રે ગયો;
જીવન બન્યું શબવત હાહાકાર હઈડે છે વસ્યો,
અંતરે આંધી મચી, દવ ઉગ્ર હઈડે હા! મચ્યો.

એ છત્રછાયા, હૂંફ મીઠી, દિવ્ય અંશી થઈ ગયો,
એ વિરલો વિરલ ખરું જીવન રુડું જીવી ગયો;
એ ન્હતો વ્યક્તિ, ખરું ભારત જીવન જીવી ગયો,
એ અનેરો જીવ માનવલોક કાજ ફીટી ગયો.

જીવ્યો પરંતુ એહનું જીવન નર્યું સાધન હતું,
જીવનકવન એ વીરનું મહાકાવ્યથી પાવન હતું;
જનતા–જનેતા માટ એક વિરલો ખપતો ગયો,
જીવ્યો ઝૂઝયો ખૂટયો મરી એ આયખું તપતો ગયો.

એ સાધના, એ તપ પ્રખર જીવનમહીં જીવી ગયો,
સારાય માનવકુલનું ગૌરવ વધારી એ ગયો;
વૈષ્ણુવજનોનું વીર જીવન વિરલો મૂકતો ગયો,
હરિજન ખરો એ વિશ્વનો હરિજન બની જીવી ગયો.

ખૂન ખાતર ખૂન લેવું એ નથી ગાંધી વધા,
વેર ખાતર વેર લેવું એ નથી ગાંધી પ્રથા;

સ્હાવું અને સ્હાવું પરસ્પર મંત્ર છે ગાંધી જીવ્યા,
સેવા અહિંસા ત્યાગ કેરું સૂત્ર છે ગાંધી જીવ્યા.

બાપુ વગરનાં આજ રે લાખો કંઈ બાળક થયાં,
બાપુ વિહોણાં આજ હા! કેવા કંઈ બાળક થયાં;
બાપુ વરસ્યા મેઘ હા! ચાતક બધાં પાવન થયાં,
બાપુ! અરે બાપુ! સહુ અંતર રડાવી હા! ગયા.

ગૌતમતણા ભારતતણા બુદ્ધ બીજા એ ગયા,
ઈશુતણા આ વિશ્વકેરા ખ્રિસ્ત બીજા એ ગયા;
બોલનારા કૈંક બોલે જીવનારા એ ગયા,
જનતારૂપે તે જન્મ લે જનતામહીં રે એ ગયા.

કાળ રે શું કહું અરે, બીજો નહિ તુજને મળ્યો?
માનવકુલે આના વિના શું શ્રેષ્ઠ બીજો ના મળ્યો?
મૃત્યુ નહિ પણ છે શહીદી કંઈ શહાદત એ વર્યા,
ધરતીતણા એ ધ્રુવતારક થઈ હવે ગાંધી રહ્યા.



[ ૬ ]

## મંગલમૂર્તિ

મંગલમૂર્તિ બાપૂ
જય તારો હો બાપૂ!

વિશ્વભવનમાં તારી ગાથા,
અવિચળ થઈને મલકો;
ઉરઉરમાં તુજ જીવનછાયા,
નવચેતન થઈ ઝલકો.

ધર્મવિજયી અશોકરૂપ તું,
ધર્મવીર યુધિષ્ઠિર સહી;
પ્રણપાલક દૃઢ ભીષ્મવ્રતી તું,
સતવાદી હરિશ્ચન્દ્ર સહી.

મહાવીર તુજમાં, ગૌતમ તુજમાં,
મહંમદ ઈસુ તું જીવનમાં;
જરથોસ્ત આદિ કૈં કૈં તુજમાં,
સૌનો સાર ભર્યો જીવનમાં.

ભારતભર હો કવનપતાકા,
ફરકે અવિચળ તારી;
કૈં યુગ આંહીં ગાશે ગીતા,
"મોહન–બાપૂ" તારી.
મંગલમૂર્તિ બાપૂ!
જય તારો હો બાપૂ!

કોણ કહે કે તું જીવિત નહિ,
અમ સૌના તન–મનમાં ?
મર્યો નથી તું–જીવિત છે સહી
અમ સ્વાતંત્ર્ય–ભવનમાં.
મંગલમૂર્તિ બાપૂ!
જય તારો હો બાપુ!



[૭]

## જય હો તારો !

જય હો તારો બાપુજી,
સાચું બોલતા બાપુજી;
ત્યાગ કરંતા બાપુજી,
શાંતિ ચાહક બાપુજી !

ધન તું જીવન બાપુજી !
જય તારો હો બાપુજી !

અહિંસા પ્રેમી બાપુજી,
ભારતમાના બાપુજી;
જીવન અર્પ્યું બાપુજી,
બાળકપ્રેમી બાપુજી !

ધન તું જીવન બાપુજી !
જય તારો હો બાપુજી !

નિર્લોભી એમ બાપુજી,
નિર્મોહી એમ બાપુજી;
માનવપ્રેમી બાપુજી,
મુક્તિ ઝળકી બાપુજી !

ધન તું જીવન બાપુજી !
જય તારો હો બાપુજી !

દલિતપ્રેમી બાપુજી,
વૈષ્ણવ સાચા બાપુજી;
સંયમમૂર્તિ બાપુજી,
રાષ્ટ્રપિતા એ બાપુજી !

ધન તું જીવન બાપુજી !
જય તારો હો બાપુજી !

કુળ દીપાવ્યું બાપુજી,
દેશ ઉજાળ્યો બાપુજી;
હરિજન સાથી બાપુજી,
વિશ્વસપૂત એ બાપુજી !

ધન તું જીવન બાપુજી !
જય તારો હો બાપુજી !

સમદષ્ટિ તું બાપુજી,
નિરભિમાની બાપુજી;
ખાદીચાહક બાપુજી,
વિશ્વવંદ્ય તું બાપુજી!

ધન તું જીવન બાપુજી!
ધન હો ભારત બાપુજી!
જય તારો હો બાપુજી!



[ ૮ ]

# બાપુ

તું અહિંસા સત્યનું જીવતો સદા જીવન હતો,
સાકાર ભારતવર્ષની સંસ્કાર–જ્યોતિધન હતો;
વિશ્વાસ લઈ જનતાતણો વિશ્વાસ દઈ જતો હતો,
જીવનમહીં સત્કાર્યના સંદેશ–પય પાતો હતો.

તું આર્ય ભારતવર્ષનું ભૂષણુ અનેરું તન હતો,
તવ સત્યભક્તિ ભાવનાથી અમતણું જીવન હતો;
જીવન ધર્યાં પીડિતને, દલિતોતણું ઉપવન હતો,
વશ કર્યા જનગણુ ઘણા, હરિજનતણું જીવન હતો.

તું વિશ્વશાંતિ પ્રેમભક્તિ પાઠ દઈ ગાતો હતો,
તવ બંધુતા, આલોકમાં દઈ ભાવના જતો હતો;

કર્મરાગી સત્યપ્રેમી રાગ તુજ માતો ન્હતો,
તવ શાંતિમય જીવન વડે અમ ક્રાંતિ તું પાતો હતો.

તું સુપ્ત ભારતવર્ષ કેરા પ્રાણનો દાતા હતો,
અમ વિશ્વમાં સહુ ધર્મનો સાચો તું હી ભ્રાતા હતો;
માનવભૂમિમાં ધર્મ, કર્મ, મર્મથી ત્રાતા હતો,
એકતાના તું નિરંતર ગીતની માતા હતો.



[ ૯ ]

# મંગલયાત્રી

એ દિવસ જાગ્યો પ્રભુ,
　　જીવન ચગ્યું દગવ્યોમમાં,

દુઃખી દીઠા, સુખી દીઠા,
　　દર્દી દીઠા કંઈ ભોમમાં.

અર્થી સહુ, પ્રાર્થી કયહીં?
　　'માનવ પશુથી પામરા?'

દીઠું ઘણું, ત્રાસ્યા ઘણું,
　　ચેતન ઝગ્યું ત્યાં સાથમાં.

મોહન ખરો ચેતન ઘણો,
　　'જીવન નવીન' જગવાટમાં;

જીત્યો ઘણું ઝૂઝયો ઘણું,
આઝાદી મંગલ ઘાટમાં.

આનંદ દ્રવ્યું વિશ્વ આ,
ચેતન ઝગ્યું, મોહન કહો;
મોહન સનાતન વિશ્વના,
જીવનતણું દોહન કહો.



[ ૧૦ ]

## જય થાજો

જય થાજો, તુજ જય થાજો,
હો બાપુ ! તુજનો જય થાજો;
જૂઠ સદંતર ક્ષય થાજો,
હો બાપુ ! તુજનો જય થાજો.

ત્રાસ અનાચાર લય થાજો,
હ્યાં સ્નેહસુધાનો જય થાજો;
હા, કાયર શૂન્ય પ્રમાદ જજો,
અન્યાય હરામી ભય જજો !
હો તુજનો બાપુ, જય થાજો !

કે' મોહ–લાલસા લય થાજો
હ્યાં સત્ય–પ્રેમનો જય થાજો;

હા, પામર ઈર્ષા ઝેર જજો,
સૌ અહીંયાં જ્યોતિર્ધર થાજો !
હો તુજનો બાપુ, જય થાજો !

હો ઘોર તિમિરનો લય થાજો,
જ્યોતિર્મય તુજનો જય થાજો;
હા પશુતા પર વિજય થાજો,
અહીં માનવતા નિર્ભય થાજો !
હો તુજનો બાપુ, જય થાજો !



[ ૧૧ ]

# જીવી ગયો

ઈ જિંદગી જીવી ગયો તું જિંદગી જીવી ગયો,
મ જગત આંધી હઠાવી રંકની દીવી થયો;

વસુ વસુધાતણું થઈ માનવી સાચો રહ્યો,
જીવનધનને લૂંટાવી હા અમીરી દે ગયો.

તું રંક આ ધરતીતણું રત્ન અણુમૂલું હતો,
હા, અંક અમ જીવનતણા શૂન્યમાહીં તું હતો;

આ દીન ભારતવર્ષનો હા, નાથ સાચો તું હતો,
હા દીન માનવજાતિમાં તું નવીન આશા હતો.

રંક છો, અમ રંકનું તું એક સાચું ધન હતો,
તું ફકીરી છો પરંતુ આત્મ નહિ નિર્ધન હતો;
નાનું વપુ તારું છતાં રે, સર્વનું હા, તન હતો,
વિરાટ પગલી પાડનારો તું નહિ વામન હતો.

તું ગયો: હા, સહુ ગયું, પણ દીવડો થૈ તું રહ્યો
જગવિષ સર્વે પી જઈ મુક્તિ દઈને તું ગયો
ઉરમાં મંથન સહી નવનીત દૈ ચાલ્યો ગયો
તું મુસાફર એકલો કંઈ જિંદગી જીવી ગયો



[ ૧૨ ]

# ઝૂઝયો નિરંતર

જિંદગી એ સંતની જ્યારે કહો તૂટી ગઈ,
જિંદગી આ ખલ્કની ત્યારે અહો ખૂટી ગઈ;
ઓ કાળ, તારો ન્યાય ? આખર ખલ્કને લૂંટી લઈ,
હસતો ભલે ! હસવા મહીં છે આજ રે ત્રૂટિ રહી.

જીવન જીવી આ લોકમાં સૌરભ મીઠી મૂકી જઈ,
આ લોકનો એ સંત ત્યાં પરલોકમાં ઝૂકી જઈ;
અહીં રહી નીચોવ્યાં હાડ ને લાલસા ફૂંકી દઈ,
થઈ ધન્ય જાતે, ધન્ય મૈયા સૌરભે ઝૂકી ગઈ.

આખર નિહાળી તાંડવો, ઉરવેદના જાગી ગઈ,
આ ન્યાય! માનવ! આ વસુધા! ચેતના જાગી ગઈ;
આ ખલ્કમાં ઝૂઝયો નિરંતર સત્યવીર ત્યાગી થઈ,
પરલોકમાં ચાલ્યો ઝઝૂમવા સત્યનો રાગી થઈ.

રે કાળ! ના સાંખ્યું જરા, ઈર્ષ્યા અરે, ફાવી ગઈ,
અમ વિશ્વના આ સંતની સૌરભ ઘણી ભાવી ગઈ;
આવો મીઠો માનવ અરે! પરલોક મહીં લાવી દઈ,
નિજ ધન્યતા, ગૌરવ સુગંધી ખલ્ક છલકાવી દઈ.



[ ૧૩ ]

## પ્રેરજે અમ માતને

મંગલ જીવન, મંગલ મરણ, મંગલ ભારતવર્ષ આ,
જંગલ હતો મંગલ કર્યો ત્હેં દેશ ભારતવર્ષ આ;
તવ જીવનમાં જોનાર નહોતા, છે હવે રોનાર હા,
તવ જિંદગી ઝૂંટી જનારા, જીવન છે ખોનાર હા.

કરુણા નથી તવ જિંદગીની છે કરુણા અમતણી,
તવ શહાદત શી રૂડી ! અમ વંદના શત હો ઘણી;
તવ જિંદગીના કાવ્યથી કંઈ ભાવનાઓ છે ભણી,
તવ નામથી આ વિશ્વમાં કૈં પુણ્યતાઓ છે વણી.

તવ નામથી કંઈ કામ છે, તવ કામથી અમ નામ છે,
તવ જીવનમાં જીવ્યા સદા સત્કામકર્તા રામ છે;

તવ વાતમાં, તવ ભાતમાં દીપેલ ભારત નામ છે,
તવ જાતમાં અમ માતના ડંકા પડયા બહુનામ છે.

ધિક્કાર છે અમ જાતને જયકાર હો તવ માતને,
મંગલ મટી જંગલ થવા બેઠો જ ભારત હ્રાસ છે?
હા, માર્ગ વિકટ ઝાડી કંટક દોરજે તવ ભાતને,
તું ઝળહળી સત્કાર્યમાં હા, પ્રેરજે અમ માતને.



[ ૧૪ ]

## હો બાપુ! આવો આવો!

કે' અંતરની સુપ્ત કલિમાં ચેતન થૈને આવો,
આ જીવનના રંગકુસુમે સૌરભ લૈને આવો;
તપ્ત ધરા આશા અંધારે માનવતા થૈ આવો,
શુષ્ક સહુના જીવનપટમાં વર્ષાધારે આવો!
હો બાપુ! આવો આવો!

આશ વિનાના જીવનમાંહીં આશા થૈને આવો,
નાશ મહીં ડૂબેલા જગમાં સર્જન થૈને આવો;
શૂન્ય મહીમાં જીવનનો ઝણકારો થૈને આવો,
જાગે સરવે એહવી મધુરી ભાષા લૈને આવો!
હો બાપુ! આવો આવો!

અમ ભક્તિમહીં વીરલ શક્તિ થૈને બાપુ આવો,
અમ સૃષ્ટિમાં પાપ ખરંતા સ્નેહ ઝરંતા આવો;
રાગ વિનાના માનવમાં કૈં રાગ ભરંતા આવો,
ધરતીના સાદે કૈં જાગૃત ગાન બનીને આવો!
હો બાપુ! આવો આવો!

અંધારે આથડતા જગમાં દીવડો થૈને આવો,
કંટકમય રસ્તે પળતાંના સાથી થૈને આવો;
અમ આંધીમાં નાવ ચલાવા મંદ સમીરે આવો
સુપ્ત ધરામાં ચેતન થાવા ચંદ્ર થઈને આવો!
હો બાપુ! આવો આવો!



[ ૧૫ ]

## ભરતી થઈ જશે

આગે કદમ આગે કદમ આગે કદમ,
બાપુજી તુજ કંઈ કામથી આગે કદમ;
હરદમ હમારો પંથ છે આગે કદમ,
આબાદ ભારત માત કાજ રે આગે કદમ.

કંઈ વિષ ઝાડી કંટકે હસતું વદન,
ચોગમ વરસતા સંકટે ધસતું બદન;
તૂફાન આંધી ઘોર છો દિલમહીં ઝખમ,
અમ મૈયા ગૌરવ કાજ છે આગે કદમ.

બાપુજી, તાહરું ઉર તુજ મૈયા વતન,
અમ પ્રાણ ભોગે પણ કરીશું કૈં જતન;

અમ વાણ, થાશે દૂર રે મઈયા ઝખમ,
કરશું ખરે કૈં ખલ્કમહીં આગે કદમ.
યકિન તુજને આ પળે મઈયા ચરણ,
પૂજી ફૂજીશું માતના મુક્તિઝરણ;
સંસ્કાર ઝગશે મૈયા ભારત કૈં કદમ,
છો ઓટ, ભરતી થઈ જશે આગે કદમ.



[ ૧૬ ]

# .....ત્યારે

જયારે વળી ધરતી આંગણુ અર્થકેરા
ઘેરાં ઝમ્યાં જનમહીં વિષ નર્કકેરાં,
ભાનુ સહસ્ર કિરણો કરી તપ્ત ઘોર,
તૂટી પડયાં ધરણી પે કે શસ્ત્ર ઘોર.
છૂપ્યાં વળી ઘડીક તારકવૃંદ નાના,
અણુદીઠ થઈ ઘડીક એ અજવાળી પ્રીત;
એ અર્થ સ્વત્વ મોહ અઘોર ક્રોધ,
ને લોભવૃત્તિ હુંપદની હરખાતી જીત.
છૂપ્યાં ત્યહીં અસુરનાં બળવાન જૂથ,
ભાઈતણા પળઘડી વિસરાયા ભાવ;
માણસાઈ જયાં રહી હતી નહિ જેવી જયારે,
વર્ષારૂપે સરી પડયા ત્યહીં બાપુ ત્યારે.



[ ૧૭ ]

## ધન હો જીવન.....

બહુ દિન ઉષાના સૂર્ય ઊગ્યા તુજ આકાશે હો રાજ
બહુ આથમણીનાં તેજ વહ્યાં તુજ બાળકનાં બેતાજ,
બહુ હોળિકા ગજવી,
બહુ વૃષ્ટિઓ થકવી,
બહુ કુસુમ કોમળ કાળના પામ્યા પરાગે રંગ લાજ;

કોની સ્મરતી આજ છબી ?
એ તો ગાંધી ભારતવીર !
એ તો ગાંધી ભારતવીર !
ધન હો જીવન ભારતવીર !

આજે જેની પુનિત સુયાદી જગવે ભારત સુપ્ત સુજાણ
આજે જેના માનવભાવિ થકવે જાલિમ જુલ્મ પુરાણ

જ્યારે દેશે સુસ્તી વછોડી,
જનસેવામાં વૃત્તિ જોડી,

પળપળ ભારત પ્રાણુ રુધિરે નવલ વિકાસ્યાં કાંચનમૂલ;
ને વાઉયા જેણે સેવા સૂર,
ભારતમય મોહન વીર !
નિજ દેશી મોહન વીર !
ધન હો જીવન ભારતવીર !

જ્યારે દેશવિહોણા નાદે ગાજ્યો મનુજતણો સંસાર,
જ્યારે નીચી દષ્ટિ સાથે વેઠયાં કડવાં વેણુ અપાર;
જ્યારે હૈયામાં તમતમતા,
સાચા ભાવસભર છલકાતા,
કોણે માનવજગને આપ્યા મોંઘા આત્મતણા ચમકાર ?

એવો આવ્યો કો' ભડવીર ?
વીરલો એ ભારતવીર !
હીરલો એ ભારતવીર !
ધન હો જીવન ભારતવીર !

વ્યોમે દેશે ઝળઝળ તાપે બળતા એવા ભારતવીર,
જુલ્મી સત્તા બંધ થકી તો જાગે ભાંગે માનવ–શિર

કાયરતાનું છત્ર તજીને,
વાણી સરખું વજ્ર વરીને,
કોણે ત્યાં જુલ્મી એ તાપે પાડી હાકલ અમરાતુલ?

ને જાગી ઊઠયા માનવશૂર?
શૂરો એ મોહન વીર!
પૂરો એ મોહન વીર!
ધન હો જીવન ભારતવીર!

જુલ્મી સત્તા દોર વિલાસે ત્યાગે માનવ ઊંઘ વિશાળ
જાગી દાઝી બેસી રાચે કલ્પી નિજની સ્વારથ માળ
ત્યાં નિજનો અર્થ વિરામ કરી,
ને જાગ્યો કૈં પરમાર્થ સજી,
વિશ્વસભરના માનવ બળને આપ્યાં એણે અમૂલખદાન

એવો આવ્યો કો નરવીર?
વીરો એ ભારતવીર!
ધીરો એ ભારતવીર!
ધન હો જીવન ભારતવીર!

જેણે વાણીભરના સત્યે જગવી થકવી શાસનભોમ
જેણે ટેક ધરી નિજદેશે હળવી કરવા પીડિત ભોમ

જેણે જાલિમ જુલ્મ સહ્યા,
હૈયા મહીં કૈં દર્દ સહ્યાં,
ભારતની જે સેવા કાજે જેલ મહેલ, નહીં જોતા સેજ.

ભારતનો એ કો શૂરવીર?
રણવીરો મોહન વીર!
રણધીરો મોહન વીર!
ધન હો જીવન ભારતવીર!

ધર્મ–દેશનાં માનવસૂત્રો જેના નામે અમર વદ્યાં,
રાજારાણી, માનવદાનવ જેઓ એને નમી પડયા;
ધર્મના રક્ષણ કાજે જાગી,
જેણે નિજની ભૂખ વિરાગી,
તેની અમર સ્મૃતિને આજે જગવે માનવ હર્ષિત ભોમ;

એવો કો માનવમાં સૂર?
આતમ એ ભારતવીર!
બાપુ અમ ભારતવીર!
ધન હો જીવન ભારતવીર!

વાણીજગમાં માનવકાજે કર્મજીવનમાં ગીતા રચી,
ભાવસભરથી ગાજી વરસી કર્મતણી શી પ્રીત મચી!



દેશ ઉરે કંઈ લ્હાણુ કરી,
જગજનને હા ! દીપ ધરી,
ભારતભરને જગજનતાને આત્મસ્વમાની ગાન દીધાં;

ગાયાં કોણે માનસ્વમાન?
ઉદ્ધારક મોહન વીર !
જગતારક મોહન વીર !
ધન હો જીવન ભારતવીર !

જાગ્યાં જેમ વિલાસ વિરાગી, જાગ્યાં જગજન બાલકનૂર,
જાગ્યા એ ભૂખ્યા, કે ભેરુ, ભાગ્યા સહુ કાયરતા સૂર;
ઊર્મિલતાની આંખડી કાજે,
અણુદીઠી એ પાંખડી સાટે,
ઊડયા તમતમ ઘોર તિમિરે આઝાદીના ભર્ગ અમૂલ;

એવો પાકયો કો જયવીર ?
નિર્ભય એ ભારતવીર !
જયશીલ એ ભારતવીર !
ધન હો જીવન ભારતવીર !

ભૂલ્યો છો વિરાટ પગથારે, પામ્યો એ જીવનનો તાજ,
માનવનું રૂપ ધરતાં એ સૌ ભૂલો આપણુ ભૂલવા કાજ;

એનાં જીવનધ્યેય ફળ્યાં,
સ્વપ્નો સિદ્ધિમાંહી વળ્યાં,
એણે ભર્યાં સતનાં ખપ્પર જાગી ભાળ્યા જીવનતાજ;

એવો કો બેતાજ સુધીર ?
કપરો એ મોહન વીર !
દીવડો એ મોહન વીર !
ધન હો જીવન ભારતવીર !

સત્ય–અહિંસા ધર્મ વહીને કીધાં જીવન જગ સન્માન,
માનવતાને ધર્મ કહીને માનવનાં કીધાં બહુમાન;
કોણે એનો દેહ દીપાવ્યો ?
ભૂમિને શેં સુંદર માત !
સ્વરાજ્યસુરાજે દીપે મોહન, મોહનથી ગરવો મુજ દેશ;

કોણ થયો એ ભારતબાળ ?
કોડીલો એ ભારતવીર !
જોશીલો એ ભારતવીર !
ધન હો જીવન ભારતવીર !

મોહનના સંવત્સર ટાણે રચશું કેવાં સ્મારક આજ ?
મહાત્માજીની પુણ્યસ્મૃતિમાં કરશું પૂરાં એનાં કાજ;

એવાનાં તે પૂતળાં શાનાં ?
એને દેવા કાર્ય કઠિન;
એનો ધ્વજ આઝાદી કેરો ધરશું અમ અનંત સુકાળ;

ને ગરવા એ મુક્ત સુહાસ્યે,
વદશું જયજય મોહનવીર !
રટશું જયજય મોહનવીર !
ધન હો જીવન ભારતવીર !



[ ૧૮ ]

## ભારતવીર ઓ બાપુ પ્યારા !

ભારતવીર ઓ બાપુ પ્યારા !
તુજનો જયજયકાર થયો.
ભારતના જયકાર મહીં ઓ બાપુ !
તુજ જયકાર થયો;
ભારતવીર ઓ પ્યારા બાપુ !
તુજનો જયજયકાર થયો.
જીવનની જામી હતી હોળી,
નિશા કરાળ ભયકાર થયો;
સાગર કંઈક આંધી ઢંઢોળી,
નઈયા તારણહાર થયો.
દિશા ભૂલી'તી વસુધા મઈયા,
ભારત સંકટ પાર થયો;

જીવનભર તેં જ્યોત જગાવી,
ધરણી ધ્રુવલો તાર થયો.
કંઈ રાગભરી ઈર્ષાભય ભોમે,
ભીષણ હાહાકાર થયો;
વિષ હણી સહરારણ ભોમે,
વર્ષા હેલી ધાર થયો.

મુક્તજીવન તું કંઈ સંસારે,
વિશ્વશાંતિ લલકાર થયો;
સત્ય જીવી શિવ સુંદર તારે,
ભારતનો ઘડનાર થયો.

જંગલની કંટક ધરતી યે,
મંગલ તું અવતાર થયો;
સોડમ હઈયા ગુલ પસારી,
માનવતા પગથાર થયો.

ફૂલ બન્યો કંઈક શૂલ મહીં તું,
વિશ્વબંધુનો દ્વાર થયો,
મૃત્યુ હાર્યું બાપુ તુજનો,
જગમાં જયજયકાર થયો.

]



[ ૧૯ ]

# એ દર્શને

એ બાપુ કેરાં દર્શને,
  સહુ અંતરો હરખાય છે;
એ શક્તિ કેરાં અર્પણે,
  મુજ ભારતી મલકાય છે;
એ ભક્તિ કેરાં તર્પણે,
  મા મુક્તિ મળી જાય છે;
એ વ્યક્તિ કેરાં દર્શને,
  જગ ભાગ્યશાળી થાય છે.

એના કંઈક કો સર્જને,
  વિષ અમૃતે પલટાય છે.



[ ૨૦ ]

## ક્યાં છે?

બાપુ તારી જન્મજયંતી : આજે ગીત ગવાશે,
તારા નામે જગાજગામાં તારાં ગીત ચવાશે;
ઝેર હૃદયમાં રાખીને ય જીભે પ્રીત છવાશે,
એવા બાપુ, અમો નગુણાથી તું દિ’ ઊજવાશે.

રે ફરવું ગલીગલીમાં તું દર્શનની આશે,
રે સંતાયું સત્ય અહીં તો જૂઠકપટના પાશે;
એ જ નમ્રતા રે શું આંહીં દંભમહીં દેખાશે ?
તારા બોલો તોલો અહીં તો પળમાં જુદા થાશે.

સ્નેહના સ્થાને વેરવધારાના અહીં મેરુ થાશે,
નીતિ અનીતિ, પ્રેમ દગામાં શું આંહીં પલટાશે?
ધોળું-કાળું, કાળું-ધોળું, કંઈ કંઈ આંહીં થાશે,
ને લાંબાં મોટાં ભાષણું-ગીતે તારી જયંતી થાશે.

‘ આજ ઉજાળા; કલ અંધેરા ’ એવી જયંતી થાશે,
‘ ચાર દિનની ચાંદની ’ આગે સંધુ ભૂલી જશે;
ખાદી–ચરખા ને પીડિતના એ દિ’ ગાણાં થાશે,
તારા પ્યારા હરિજન–ખેડુ રે અંતે ભૂલાશે.

બાપુ, તારી જયંતી આવી, તું થી જોઈ જાશે ?
માતાના આ પુત્ર પનોતા; છતાંય ડૂસકાં ખાશે;
સૌ ભૂલી નિજ અર્થે ડૂલ્યાં–એવા સેવક ગાશે,
ઊજળાં ઊજળાં વસ્ત્રો આડે અંતર મેલાં થાશે ?

દુઃખી છું કે જયંતી ટાણે આવું કહેવું થાશે,
ન્હોતું ધાર્યું તારા ભક્તો ‘ તુજ હણનારા ’ થાશે;
રે આ જગમાં ખ્રિસ્ત બધાનું જે થાયું; તું થાશે,
રોજ ઊગે આ સૂર્ય નકામો : અંધારું ઉર પાસે.

શું કહેવું રે બાપુ ! આજે : તું બહુ દુઃખી થાશે,
આવું કહેવું બાપુ ! આજે દ્રોહ મહીં લેખાશે;
રે એ પ્રગતિ ! રે આઝાદી ! માતા આવું થાશે ?
રે આ સેવા ! રે કંઈ જયંતી ! ન્હોતી આવી આશે.

હદ થઈ બાપુ, જાણ્યું ન્હોતું ભક્તિ આવી થાશે,
હનુમાનની રામની ભક્તિ સાચીઃ શું એ થાશે?

સ્વપ્ને ન્હોતું માના સેવક નિજ સેવામાં ન્હાશે,
માને આંસુ તોપણ પુત્રો લાત લગાવી જાશે.

બાપુ, આજે તુજના ચેલા (?) તને ભણાવી જાશે,
રે આવીને જોશે આંહીં! 'ધિક્' કહીને તું જાશે;

તુજની નિષ્ઠા, તારા હેતુ, તુજની શુદ્ધિ ક્યાં છે?
હો સિંધુ! હો સૂરજ! તારાં કિરણબિંદુ ક્યાં છે?

[૨૧]

# કાર્ય થશે તો—

બાપુ, આજે દિશા દિશાઓ તારા ગુણો ગાશે,
ચરખા તકલી કાંતીકાંતી તારી લીલા થાશે;
ખેડુ હરિજન પીડિત મજદૂર સૌને આદર આજે,
સુંદર વાણીનાં ભાષણથી તારાં કીર્તન થાશે.

તારે નામે તારા કામે આજે સહુ ફુલાશે,
તારી ગુણગાથાઓ ગાઈ નિજની મોટપ પાશે;
દેશની ભક્તિ, દેશની સેવા માટે ત્યાગો આજે
"માનવભક્તિ, માનવસેવા"નાં સૂત્રો રે ગાશે.

"ચાર દિવસની ચાંદની" પેઠે તારી ગાથા ગાશે,
હોઠની વાણી હૈયાથી રે! જોજન જેવી જાશે;
મુઠ્ઠીભર તું સાચા ભક્તો આજે હડધૂત થાશે,
નકલી સિક્કા આ કળજુગમાં ચલણી થાતા જાશે.

બાપુ, તારા રામરાજ્યમાં ધાર્યું ન્હોતું થાશે,
રામ ભૂલીને સર્વે આંહીં સત્તાના ગુણ ગાશે;

તારા કહેવાતા કૈં સેવક તુંને ભૂલી જાશે,
રે શું કહેવું ? પૈસા કાજે તુજને વેચી ખાશે.

અરે, આજ તો સેવાનાંયે રે લીલામો થાશે,
ખોટાઓને સાચા માની કંઈ સલામો થાશે;
સાચાં રત્નો આજ છુપાશે ને મૂલ્યો ભુલાશે,
વાહ અમારું રામરાજ્ય : જ્યાં રામ અરે, ભુલાશે.

વાહ આઝાદી તારી લીલા : શાં રક્તો તું કાજે!
કંઈ વીરો કંઈ વિભૂતિ સંતો : ગયા ગયા તું કાજે;
બાપૂ ખોયા, ખોઈ રોયા, શું દુર્દૈવ અહીં આજે!
તેની વાણી પણ ખોવાઈ: એ દુર્દૈવ વિરાજે

પણ ના બાપુ, ભારતભૂમિ જગની આશા થાશે,
આજ ભલે અંધારું, કાલે સુખનો સૂરજ થાશે;
તારી ભૂમિનાં સંતાનો જોજે વિરલા થાશે;
વિશ્વ બધામાં ભારતભોમે જોજે હીરલા થાશે.

આજે સહુ કર્તવ્ય વિચારો ઉર ઢંઢોળો આજે,
ઉર–અંધારાં દૂર કરો નેં સત્યજ્ઞાન લ્યો આજે;
બાપુ ! બાપુ ! કરશો ના કો : રે પ્રાયશ્ચિત્ત આજે,
બાપુ વાણી કાર્ય થશે તો પ્રાયશ્ચિત્ત થઈ જાશે.



[૨૨]

# મુરલીધર મોહનને

પૂતના મારી, કંસ હણાયો, ગોવર્ધનગિરિ ધાર્યો,
ગીતા ભાખી, ગાયને ચારી, કાળીય નાગને માર્યો;
મટુકી તોડી, દૂધડાં ઢોળી, લોકઅરિ સંહાર્યો,
બંસી વાગી, ગોપી નાચી, જનમનશોક વિદાર્યો.

આજ કનૈયા, દૂધ દહીં ને માખણનાં છે ફાંફાં,
આજ કનૈયા, ગોધન માટે રક્ષણના છે વાંખા;
આજ કનૈયા, સત્તા–પૂતનાથી રે લોકો છે રાંકા,
આજ કનૈયા દુર્યોધન શાં કૈંક થયા છે વાંકા.

ગીતા ગીતા કરતાં લોકો પણ ના ગીતા–કાર્યો,
કામ કર્યા વિણ ફળ લેવાની વૃત્તિ : શું સત્કાર્યો?

પાપ ફળ ઇચ્છંતા ના પણ પાપતણાં છે કાર્યો,
મુખમાં તારું નામ છતાં પણ જો કેવાં કુકાર્યો!

રે એવા આજે તુજના ભક્તો, સાચાનાં છે ફાંફાં,
ધર્મે જય ને પાપે ક્ષયનાં સૂત્ર પડયાં છે ઝાંખાં;
આ સંસારે કૌરવ જીતે, પાંડવ શીદને રાંકા,
બોલ કનૈયા, આ શી લીલા? સમજણનાં છે ફાંફાં.

શીદ ભૂલ્યો તું આજ કનૈયા, તુજનાં વેણો કાર્યો,
આવીશ જ્યાં હું ધર્મ જશે ને વધશે ઊલટાં કાર્યો;
અધર્મને સંહારી સત્વર સ્થાપીશ ધર્મી કાર્યો,
યુગે યુગ ધરાએ જન્મીશ કરવાં એવાં કાર્યો?

રે ત્યાગ ભુલાયા, ભોગ છવાયા; દંભી તાજામાજા,
ધર્મ નીતિ ને શીલ ભુલાયાં, ઊલટી ગંગા રાજા;
ધર્મીને ઘેર ધાડ પડે ને અધર્મીઓ શેં તાજા?
સત્યવાદીને ફાંફાં, કપટી જૂઠાંને શીદ ખાજાં?

ભૂખ, ગરીબી, રોગ, અભણતા ને અનીતિ કાર્યો,
દૂષણ, દુઃખો, લાંચ અપ્રીતિ વગનાં એ દુષ્કાર્યો;
ઝેરવેર ને હઈડાં કાળાં નીચતણાં કૈં કાર્યો,
આવ કૃષ્ણ, એ દાનવ હણવા ફેલાવી સત્કાર્યો.



[ ૨૩ ]

## તકલીધર મોહનને

મારી ગુલામી, જૂઠ હણાયું, જનતા ગિરિને ધાર્યો,
ગીતા જીવી, જ્ઞાન દીવીથી દૈત્ય અભણુતા માર્યો;
હિંસા છોડી, હૃદયો ઘોળી, જાલિમ અરિ સુધાર્યો,
હાકલ મારી જનતા જાગી, ભારત શોક વિદાર્યો.

આજ બાપુજી, લોકહિતોનાં રક્ષણનાં છે ફાંફાં,
આજ બાપુજી, સત્ય સૂર્યનાં તેજ થયાં છે ઝાંખાં;
આજ બાપુજી, આઝાદીમાં યે ગુલામો છે ઝાઝા,
આજ બાપુજી, સેવક–સ્થાને શેઠ થયા છે ઝાઝા.

બાપુ ! બાપુ ! કરતાં લોકો પણ છે કાજળ કાર્યો,
કહું શું બાપુ, તારી પાછળ જોને થાય દુષ્કાર્યો;

તારા સેવક સાચા હોય તો પીડાદાયક કાર્યો,
શાને વધતાં લોકત્રાસ ને પ્રજાપીડનાં કાર્યો?

રે, એવા આજે તુજના ચેલા, ગાદી પાછળ ઘેલા,
તારા નામે જાત ભૂલીને કરતાં હૈયાં મેલાં;
બાપુ, ડૂબે ફૂલડાં આજે તરતા પથ્થર પેલા,
તારા જગમહીં રામરાજ્યમાં શાને આવા રેલા?

બાપુ, તુજને દોષ દઉં શું? તું તો સૂરજ સાચો,
કંચનહીણાં હૈડાં સામે હા! પ્રકાશ રે કાચો;
ઝળકયા ના કો, ઝીલ્યા ના કો એ તેજો, શેં રાચો?
આજે જયંતી ટાણે ત્યારે શીદને રે તમ નાચો?

આજ તમારાં સ્વપ્નો ક્યાં છે? ક્યાં છે એવાં કાર્યો?
આજ ભાવનાવચનો જેવાં ક્યાં છે રે સત્કાર્યો?
આજ વધ્યું ભાષણનું દેવું, ઉદ્‌ઘાટનનાં કાર્યો,
રે બાપુ, હાર્યો શ્રદ્ધા આજે તેં તો ભારત તાર્યો.

રે બાપુ, હાર્યો શ્રદ્ધા આજે : તેં તો ભારત તાર્યો,
રે હા! ભાગ્ય ફૂટેલાં અમનાં કેવાં કુટિલ કાર્યો;
ઝેરવેર, અનીતિ, કપટો, પ્રજા–દ્રોહનાં કાર્યો,
એવા કંઈક ઠગોએ આજે ભારતને રે માર્યો.



[ ૨૪ ]

## એ યાદ

એ ઘડી હું વાંચતો: શિવરાત્રિનો દિન યાદ છે,
વાતો સુણી કે 'બા ગયાં,' આંસુ સર્યાની યાદ છે;
મહાદેવ ગયા, બા યે ગયા, શું રહ્યું નહિ યાદ છે,
બાપુના સૂરજ—ચાંદ બે સરકી પડ્યા એ યાદ છે.

એ રાત ભીષણ, વાત ભીષણ હૃદય સૂનું યાદ છે,
ભારતી માતાની બાનો વિલય અવસર યાદ છે;
પવિત્ર ભૂમિ દેશ કારાવાસ 'પૂના મહાલ' ને,
મહારાષ્ટ્રમાં ખોયાં જ દેશે રત્ન એ બે યાદ છે.

મહાદેવ ને બા નથી પડ્યા સૂના જ ગાંધી બાપુથી,
ને એ ત્રિપુટી દેશની ભારતથી નહિ વિખૂટી કદી;

સ્વાતંત્ર્યના એ વીર મહાદેવ, બા અને બાપુ હતાં,
બે ગયા, બાપુ ય પણ: આઝાદી મંગળ યાદ છે.

હૃદય બાપુનું ગણો ને આત્મ કહો સૌ એક છે,
જીવન ગણો, મૃત્યુ ગણો—એ સૌ કહો મહાદેવ છે;
એવા ગયા મહાદેવ, બસ, પ્રભુતણો ઈન્સાફ એ!
બાકી રહ્યા બાપુજી કેવળ એકલા એ યાદ છે.

મહાદેવ ને 'આઝાદ-બેગમ' યે ગયા એ યાદ છે,
આઝાદીનું ખપ્પર કહો, બલિદાન એ સૌ યાદ છે.



[૨૫]

## બાપુનો વિષાદ

બાપુ નીરખે ભારત મહીં,
"સેવક અંદર અંદર લડી;
સઉ પીંખે સ્વાતંત્ર્ય પરિ,
સહુને સત્તાની છે પડી.

"માનવના માનવ થ્યા અરિ,
પ્રભુ, સર્જી તેં કેવી ઘડી?
સ્નેહભાવ ચાલ્યા ગ્યા વહી,
એકમેકે વિશ્વાસો નહીં.

"ફર્યો સમય, હા પલટી ઘડી,
મારું નામ ઉચ્ચારે વળી;
મુજને ભૂલ્યા મારા જહીં,
સેવક સાચા ઢૂંઢું કહીં?

"સેવાની સહુ ભૂલ્યા કડી
તેથી અહીં આપત્તિ–ઝડી;
ચૂંટણી–જૂથો આવ્યાં ચડી,
જનતાની કોને છે પડી?

"સ્વતંત્રતા છે સહુથી વડી,
સેવા–સ્વાર્પણથી એ જડી;
અન્યાયઅનાચાર આવ્યાં ચડી,
વિનાશ વેળા અવળી મતિ?

"ભૂલ્યા ત્યાંથી ગણો ફરી,
પડ્યા ત્યાંથી ચડો ફરી;
અંતરને લ્યો પૂછી જરી,
અપનાવી લ્યો સેવા ફરી.

"ભારતમૈયા! આ શું જોઉં?
શ્રદ્ધા આશા આજે ખોઉં;
આઝાદી! આવ આંસુ લ્હોઉં,
આપણ દુઃખો સરખા જોઉં."

દિવ્યદૃષ્ટિથી સ્વર્ગે રહી
બાપુ નીરખે ભારત મહીં.




[ ૨૬ ]

## ઝગો ઉર

હો બાપુ!

ઝગો ઉર આજે ઝગો ઉર આજે,
હઠો હા નિરાશા ઝગો આશ આજે;
દીવા–મન પ્રકાશો, લસો પ્રાણ આજે,
સૌ ઘર ઘરે હો જગે તેજ આજે.

અમારી ભૂમિ હા બઢો પંથ આજે,
સહુ હો સુખી, ના દુઃખી કોઈ આજે;

ફળો આશ આજે, ટળો ત્રાસ આજે,
વહો શક્તિ સર્વે વતનકાજ આજે,
ઝગો ભાવના વિક્રમી ત્યાગ આજે,
વહો શક્તિ સૌની ભલા વિશ્વ કાજે;
ચઢો નામના ભાવના ઈશ કાજે;
બઢો ભૂમિ કીર્તિ બધે વિશ્વ આજે.
હો ઉર પ્રકાશો ટળો ઘોર આજે,
તિમિરો હઠાવી પળો તેજ કાજે;
હજો ના દુ:ખી, હો સુખી સર્વ આજે,
સહુ દિલમાં હો નવાં તેજ આજે.
અહો ઘોર તંદ્રા થજો દૂર આજે,
ને ક્રંદના દુ:ખ કંઈ દૂર જાજે;
હો વંદના અમતણી લ્યો જ આજે,
હો સ્પંદનો આજ હઈડે છવાયે.